શ્રી.

ભક્તરાજ

# અંબરીષ નાટકનાં

## ગાયનો.

મોરબી આર્ય સુબોધ નાટક મંડળી માટે

છપાવી પ્રસિદ્ધ કરનાર

**મુળજી આશારામ ઓઝા.**

( મોરબી આ૦ સુ૦ નાટક કંપનીના માલીક )

આવૃત્તિ પહેલી (નકલ ૨૦૦૦)



અમદાવાદ.

યુનાઈટેડ કંપની પ્રેસ.

સંવત ૧૯૬૩. સને ૧૯૦૭.

કિંમત બે આના.

શ્રી.

## વિજ્ઞપ્તિ.

આ નાટક મારી કંપનીના પ્રખ્યાત એક્ટર **મી. હરીશંકર માધવજી** ભટે બહુ શ્રમથી રચેલું છે તો આશા છે કે પ્રેક્ષક જનો તેને યોગ્ય ન્યાય આપશો.

મુલજી આશારામ ઓઝા.
મોરબી આર્ય સુબોધ નાટક કંપનીના માલેક.



# મુખ્ય પાત્રોનાં નામ.

**શ્રી કૃષ્ણ**—{ વિશ્નુ ભગવાન } જગ પાલક ઇશ્વર.

**અંબરીશ**—અવધપુરનો કુમાર શ્રી કૃષ્ણ પરમાત્માનો પરમ ભક્ત.

**મલંગ**—તેનો ઓરમાન ભાઇ.

**નાભાગ**—અવધપુરનો રાજા-ભકતના પીતા.

**નારદ**—ત્રિકાળ દર્શી મુની, અંબરીશના ગુરૂ.

**શારદ**—નારદ મુનીનો ગરમતિ શિષ્ય અને ઘંટાકરણનો પુર્વે જન્મનો મિત્ર.

**ઘંટાકરણ**—અવધપુરનો ઠગ શાહુકાર.

**મફતીયો, અમથુડો**—ઘંટાકરણના દીકરા.

**પુર્ણાનંદ**—શાસ્ત્રી અને અંબરીશનો સંગી.

**બુટીયો, હદો**—મલંગભાના સંગી.

## સ્ત્રી પાત્ર.

**કમળા**—ઉમરાવતીની રાજ કન્યા અને અંબરીશની ધર્મ પત્નિ.

**માલતી**—કમળાની દાસી.

**સુકેશી**—મલંગભાની સ્ત્રી.

**ચંદ્રકળા**—નાભાગ રાજાની રાણી મલંગભાની જનેતા.

**શેઠાણી**—ઘંટાકરણની સ્ત્રી.

---

ઇંદ્ર અપ્સરાઓ દાસ દાસીયો-સાધુ મંડળી પ્રજા જન વિગેરે.

ૐ શ્રી.

# શ્રી અંબરીષ નાટકની પ્રવેશ વાર ટુંક હકીકત.

## શ્રીમદ્ ભાગવતમાં શ્રી કૃષ્ણ રૂક્ષ્મણીના પરમ ભકત અંબરીશ રાજા અને દુર્વાસા મુનીની કથા પ્રસિદ્ધ છે, તેમાં સમયાનુસાર વધારો કરી આ નાટક રચવામાં આવ્યું છે.

**પ્રારંભમાં મંગળા ચરણ અને વસ્તુ વિવેચન થાય છે.**

૧ અવધપુરના કુંવર અંબરીશ પોતાના ઇષ્ટ કૃષ્ણ પરમાત્માની સેવા કરતાં હીંડોળામાં ઝુલાવે છે ત્યાં તેના પિતા નાભાગ રાજા અને ઓરમાન ભાઇ મલંગભા આવે છે, બન્ને કુંમારો સરખી ઉમ્મરના હોવાથી પ્રજા જેને વધુ મત પસંદ કરે, તેને ભવિષ્યમાં નારદ મુનીની સંમતિથી મહારાજ નીમવા ઠરાવે છે.

૨ મલંગભા પ્રજાની સ્રીઓના મત મેળવવાની પેરવી કરે છે, અને દુર્વાસા મુનીને ભકત વિરૂદ્ધ ઉશ્કેરે છે, ભકત પાસેથી રાજગાદીના હકનું વચન લે છે.

૩ કમળા { ઉમરાવતીની રાજ કન્યા } ભકત રાજ અંબરીશને વરવા શ્રી વિશ્નુની ઉપાસના કરે છે. ત્યાં દેવર્ષી નારદ મુની આવી વિશ્નુના દર્શન કરાવે છે. વિશ્નુ ઇચ્છીત વરદાન આપી અંતર ધ્યાન થાય છે, કમળા માત પિતાની, સંમતિથી પ્રધા-

ન સાથે પુરૂષ પોશાકે ભકત્ રાજની વૃત્તિ જાણવા જાય છે.

૪ ઘંટાકરણ નામનો નાસ્તિક શેઠીયો-ખોટા ડોળથી લોકોને ઠગે છે ત્યાં નારદ અને તેનો ગમતિ શિષ્ય આવી સદ્બોધ આપે છે.

૫ દુષ્કાળથી પીડાતી ગરીબ પ્રજાને અનાજનો કોઠાર ભકતરાજ લુંટાવી દે છે અને પ્રભુ કૃપાથી તે પાછો ભરાઇ જાય છે.

૬ દુર્વાસા મુની અને ભકત્ રાજ અંબરીશ વચ્ચે તપ અને ભક્તિ વિષે સંવાદ થતાં દુર્વાસા મુની ક્રોધાયમાન થઇ ભક્તિને કનિષ્ટ ઠરાવવાની પ્રતિજ્ઞા લઇ ચાલ્યા જાય છે.

૭ મલંગબા અને તેની રાણી સુકેશી એ પ્રજા જનની સ્ત્રીઓનો મત મેળવવા ભરેલો સ્ત્રી સમાજ, તેમાં મલંગનું પોગળ રાજા પાસે ફુટે છે.

૮ વિશ્નુંના વરદાન અનુસાર-અંબરીશ સ્વપ્નાવસ્થામાં કમળા સાથે પરણે છે, ત્યાં પુરૂષ વેશે કમળાનું આવવું, અને વીવાનું નક્કી કરવું.

૯ ઠગ મુર્તિ ઘંટાકરણના દેવાળાનું ફારસ શારદનું પરોપકાર બુદ્ધિથી ઘંટાકરણ રૂપે બદલાવું.

૧૦ કમળા અને સુકેશીની લગ્ન પછી મુલાકત, સતિત્વ વિષે વિવાદ થતાં સુકેશી કમળાનું પારખું જોવા નિશ્ચય કરે છે.

૧૧ કમળા અને ભકત્ રાજ અંબરીશનો અચાનક મેળાપ.



## અંક બીજો.

૧ નારદ મુનીના કૃપા વંત હિતગારો.

૨ નાભાગ રાજાની કચેરીમાં નાદાર ઘંટાકરણુનો ન્યાય થતાં દેશ પારની શિક્ષા થાય છે રાજાની વાન પ્રસ્થની ઇચ્છા, અને અંબરીશની અડગ ટેક, ગલંગભાને સત સંગ કરવાને મળેલી મુદત.

૩ દેશ પાર થએલ ઘંટાકરણુને શારદ છોડાવે છે, ગલંગભા ભક્તિનો ઢોંગ કરી, ભક્ત રાજનું કાસળ કાઢવા યોજના કરે છે, સુકેશી કમળાનું પારખું લેવા મલંગભાને યોજે છે.

૪ કમળાને સુકેશી તરફથી—ભક્ત રાજ અંબરીશના મરણુના ખોટા ખબર મળે છે, કમળા પ્રાણુ ત્યાગ કરે છે, ભક્ત રાજ આવી શ્રી કૃષ્ણુની, સ્તુતી કરી કમળાને સજીવન કરે છે.

૫ દુર્વાસા મુની, તપોબળથી ઇંદ્ર તથા અપ્સરાઓને બોલાવી, અંબરીશને ચલિત કરવા મોકલે છે ને જો ચલિત ન થાય તો શિયળનું દાન માગી લેવા ઇંદ્રને આજ્ઞા કરે છે.

૬ ભક્ત રાજ અંબરીશ ચલાયમાન નહિ થવાથી ઇંદ્ર બ્રાહ્મણુ વેશે તેના શિયળ ને દાનમાં માગી લે છે શિયળના મહિમાનો ચમત્કાર—અને વિષ્ણુંનું પ્રગટ થવું.

૭ ઘંટાકરણુના અવળા નિશ્ચયથી તેની દુઃખી વૃદ્ધાવસ્થા અને મરણુ.

૮ મલંગભાના પ્રપંચી મુક્તિ મંદીરમાં અંબરીક્ષ તથા ભક્ત મંડળનું ફસાવું, અને પરમાત્માએ કરેલો બચાવ, મલંગભાનું મરણ–ખાડો ખોદે તે પડે.

૯ સુકેશીની દુઃખદ સ્થિતી. મલંગભાની અસહ્ ગતિનો દેખાવ.

૧૦ નાભાગનું રાણી સહીત વનમાં જવું અંબરીશને પટ્ટાભિષેક અને નારદજીનો સદ્ ઉપદેશ.



## અંક ત્રીજો.

૧ ભુત થએલ મલંગભાના કારણથી, સુકેશીના મહેલને આગ લાગે છે કમળા સુકેશીને બચાવવા આગમાં જાય છે, ભક્ત રાજ અંબરીશ પ્રભુ પ્રાર્થનાથી સહુનો બચાવ કરે છે, અને મલંગભાની સદ્ગતિ કરે છે.

૨ અતિ ત્રણા તુર ઘંટાકરણનું શ્વાન રૂપ થવું, અને નારદ શારદ સાથે જવું હરામના ધનનો દુરૂપયોગ.

૩ દુર્વાસા મુની દ્વાદશીના પારણા કરવા અંબરીશના અતિથી થઇ આવે છે ત્યાં અતિથી સત્કારમાં દોષ શોધી કૃત્યા નળ. { અગ્નિ જ્વાલા } ભક્તને ભસ્મ કરવા ઉત્પન્ન કરે છે ત્યાં વિશ્નું ભગવાનનું આયુદ્ધ સુદર્શન ચક્ર મુનીના પાછળ થાય છે.

૪ દુર્વાસા મુની બ્રહ્મલોકમાં બ્રહ્માજી, કૈલાસમાં શિવજી, તથા વૈકુંઠમાં વિશ્નું, ભગવાન પાસે જાય છે પરંતુ કોઇ સુદર્શનને પાછુ વાળતા નથી છેવટ અંબરીષ પાસે જવાની વિષ્ણું દુર્વાસાને આજ્ઞા કરે છે.

૫ અંબરીષના સંકલ્પથી સુદર્શનનું પાછું ફરવું, મુનીનું મુક્ત થવું, નારદ મુનીની કૃપાથી, ઘંટાકરણ રૂપ, શ્વાનનો ઉધાર, વિશ્નું ભગવાનનું પ્રગટ થવું અંબરીશને ક્રમળાનું વૈકુંઠમાં જવું, ભક્તિ વિજયના ધ્વની સાથે પ્રયોગનું સમાપ્ત થવું.



# અંબરીષ નાટકના ગાયનો.

## અંક ૧ લો.

ૐ શ્રીઃ

૧

### મંગળાચરણ.

સુત્રધાર—

ૐશ્રીયુત ગણપતી આવો, આવો, સહુ વિઘ્ન સમાવો;
રસદાયક વિધ વિધ મંગલ લાવો ઉપજાવો લ્યો યશ લ્હાવો. ૐ.
સમરી શ્રી નરહરી અંબરીષ ગયા તરી.
ભકત શિરોમણી સતિ કમળા નાર,
મુની તામસી દુર્વાસા લજાવો ગજાવો;
સંત હરિજન ટેક નેક નિત નિભાવો,
અમારો તમપર દાવો. ૐ શ્રીયુત.

સાખી.

અજર અમર ઈશ આશરે, અમર થયા અંબરીષ;
દુર્વાસા આદીરીપૂ જીત્યા જય જગદીશ.

અંબરીષ— ૨

શ્રીપતિ ઝુલે ગોપાલ હીંડોળે આજ. શ્રી૦
ફૂલ હીંડોળો ફૂલના સ્થંભા,

ફૂલમય દોરી રસાલ;
ફૂલનહાર ફૂલે ભર્યા ગજરા;
ફૂલી રહ્યા શ્રી કૃપાલ. હીંડોળે.
કૃષ્ણ કનૈયા પ્રેમે ઝુલાવું,
ઝુલે તમ વડે બ્રહ્માંડ;
ગિરીધરલાલ પ્રભૂ મન ગમતા,
ઉપજે અધિક વ્હાલ. હીંડોળે.

ભકતમંડળ— ૩

ભક્તિ નવધા અમને વ્હાલી દેજો દીન દયાળારે,
શરણે રાખી સંકટ હરજો, દામોદર દ્વારકાં વાળારે.

સાખી.

શ્રવણે પરિક્ષતજી તર્યા, કીર્તનથી શુકદેવ;
સ્મરણવડે પ્રહ્લાદજી, લક્ષ્મિજી પદસેવ;
છાપજો અંતર એવી છાપો સુંદર છેલ છોગાળારે. ભક્તિ.

સાખી.

અભિવંદને અક્રુરજી, પૂજનથી પૃથુરાય;
દાસભાવે હનુમાનજી, અરજુન સખા ગણાય;
ઐશ્વર્ય અમને એવું અરપો, રમાપતિ રૂપાળારે. ભક્તિ.

સાખી.

આત્મ નિવેદનથી બળી, કળી ગયા હરિરૂપ;

19-190



ગળી ગયા નિજ રૂપમાં, ભાત્વિક ભક્ત અનુપ;
અંતરે અમને એવા આવે પ્રિતે પ્રેમ ઉછાળારે. ભક્તિ.

મલંગ— ૪

ચંપા તું મારી દિલુજાન વાહ વાહ,
કુસુમ કળી કુરબાન. વાહ વાહ.
ચંદ્ર વદની છો, ભરી મદનીછો.
ઝરી રસની ગુલતાન. વાહ વાહ. ચંપા.

ચંપા—શાણા ચતૂર સુજાણ વાહ વાહ.
કરી પ્રિતિ પીછાણ. વાહ વાહ.

ગુલાબ—ગુલાબપરી હું,
મલંગ—છૂપી છરી છું,
ગુલાબ—ગળે લગાવો ગુણવાન. વાહ વાહ. ચંપા.

અંબરીષ— ૫

કૃષ્ણ નામ લેતાં કાંઇ નથી દામ દેવું,
કૃષ્ણ સ્પર્શમણી ગૃહી અમૂલ્ય સુખ લેવું. કૃષ્ણ.
ત્રિલોકીનાં તત્વ રૂપ, કૃષ્ણ સ્વરૂપ ગૃહેવું,
ભક્તિ સુધાપાન કરી, નિત્ય ત્રપ્ત રહેવું. કૃષ્ણ.
રાગ દ્વેષ તજી સજી, સર્વાત્મ ભાવે વહેવું,
ગુરૂ કૃપાએ સમજી, સદા કૃષ્ણ શરણ રહેવું. કૃષ્ણ.

મલંગ— ૬

કરતું તૈયારી કરતુ તૈયારી,

આદી હવે મારી, નાં રહી સૈયારી,
બંદા બિહારી, કેવી હુંશિયારી. કરતું.

**બુટીયો**—દીધો વિસારી,

**મલંગ**—કર કારભારી,

**બુટીયો**—જોડી મળી સારી.

**મલંગ**—શત્રુની ખુવારી, જામ્યો રૂડો રંગ, સોનામાં જડયું નંગ.

**બુટીયો**—કદી થાશે વચન ભંગ, બગતડાના સ્યા ઢંગ.

**મલંગ**—સભાની તૈયારી, રાખવી વિચારી;
નગરની નારી બોલાવે મુજ પ્યારી. કરતું.

**સખીયો**— ૭

બેની વસુંધરા તપતી છે આજ,
જપતી મેઘની માળા,
એ જપતાં હૃદયે વાધ્યો પ્રેમ,
કરમાં ધરી વરમાળા.
વાલીડી પણ લઇ, બેઠી ઇચ્છાવર વરવા.
નારદ વચને અનુસરવા આજ. જપતી.
સદ્દગુણી શાણી ભાવે, ભકિત નિત કરતી,
ભયભૂખ તરસ નવ ધરતી આજ. જપતી.

**નારદ**— ૮

ઘટ ઘટ ભાળું સંભાળું ઘનશ્યામ
આકાશે શશિ સૂરજ તારા. ભાસે ન ભિન્ન કોઈ ધામ.
ઘટ ઘટ.

સચ્ચિદાનંદ મંગલ મય મુર્તિ
ગમતું ગોવીંદ પ્રીય નામ. ઘટ ઘટ.

કમળા— ૯

સૌથી સુંદર છે મારો નાથ-મારો નાથ-મારો નાથરે.
ભક્ત મણીએ દાસ કૃષ્ણનાજી
ગુણસાગર એ-નટવર નાગર
માહી અમર વરને સોંપ્યો હાથ. ( ૩ ) રે-ભક્ત૦
વરવાને મન નાભાગનો તન,
સંસારે કરીગું એનો સાથ. ( ૩ ) રે-ભક્ત૦

કમળા— ૧૦

પ્રભૂ પદ અનુરાગી મમતા ત્યાગી
વિદેહ વત્ વિશ્વે વિચરે
વૈરાગ્ય વિભૂષિત સદા સરલ ચિત્ત
પ્રતિદિન પર ઉપકાર કરે.
સાક્ષાત શ્રી હરીએ આજ્ઞા કરીએ
ગોતી આપ્યો પ્રેમ ઝરો.
નાભાગ તણો. તન તેમાં છે મન. અંબરીષ નામે મધુરો.

કમળા— ૧૧

લાગી મુંને તારી પ્રેમ ધુની દીલ લાગી ( ૨ )
ઝટ આવો પિયા ગન મિલાવો પિયા
લઉં લ્હાવો પિયા ઉર ભાવો પિયા
પ્રાણ મનહર. લાગી૦

### સાખી.

હે ચંદ્ર ચપળ વીચરે તું મન દેવા
કહે સ્ફૂર્ણુ વડે અંબરીષને પ્રિતથી
આ તરૂણીને મન તમ તનુ ગમે
ન ઇચ્છા સમે ઇશ સંકેતથી. લાગી૦

નારદ— ૧૨

રે, મરી જાવું છે માયા મેલી. માટે સાધી લે ભક્તિ પ્હેલી.
રે, મરી૦
કાળાં ને ધોળાં કરીને કમાણો દીસે,
લાખોની પૂંજી વધેલી. રે, મરી૦

### સાખી.

તન આંબા ઉપવન વિષે. વાવન અધર્મ આક.
નીતિ બીઓતાં થશે મધુર સુધા સમ પાક.
પ્રપંચ તજીને પાજી પ્રભૂ ભજીલે, અંત સમયનાં જે
બેલી. રે, મરી૦

અંબરીષ— ૧૩

ગોવીંદ તારા ગુણ શ્યા-શ્યા ગાઉં ( ૨ )
હોજીરે સાગર ગુણ ભરીયો, રેજી.
નવસેં નવાણું પૂર્યાં નવાં નવાં ચીર વ્હાલા
દ્રૌપદીજી વ્હારે ચટ ચડીયો. હોજીરે સાગર૦

ઇંદ્રે કોપીને વૃષ્ટિ, વ્રજમાં કીધી ત્યારે
ટચલી આંગળીએ, ગિરીવર ધરાયો. હોજીરે૦
કણના કોઠાર ભરીયા, લૂંટયા રંકે આ ઘડીરે
બમણો કણ નિધી ક્ષણમાં કરીયો. હોજીરે૦

અંબરીષ— ૧૪

ભક્તિ રસાયન ખાઉં, અંતે અગર થઇ જાઉં;
પાળું પ્રથમ શિયળ વ્રત. પ્રિતે પિયું રસામૃત ભક્તિ.
પાળી સદા સદ્દગુણો ટાળી દુર્ગુણો,
અંતર કરૂં જળ જમના જેવું,
સરલ પડે ઇશ પદમાં વ્હેવું,
પ્રેમ પ્રગટાવી ઊર હરી સમીપ ધાઉં. ભક્તિ.

અંબરીષ— ૧૫

ભક્તિ સર્વોત્તમ સાધન મોટું સરળ સિદ્ધ મહાદેવી;
અંતરનું અભિમાન ગાળતી, ગણી ઉત્તમ મે સેવી,
અવર નથી કાંઇ એવું, સાધન હરી મળવા જેવું.

દુર્વાસા—

પથ્થર માર્ગમાંથી મળતા, હીરા હેમની ખાણું;
કષ્ટ વડે જે સાધ્ય થતું તે, કિમ્મતી કહેવાણું;
તપ હીરા હેમ જાણું, પથ્થર સમ ભક્તિ પ્રમાણું,

અંબરીષ—

સર્વ વ્યાપક શ્રીહરીછે જગત રૂપ ધરી કાયા,
મહેનત શું એને મળવામાં, જો પ્રેમ શ્રદ્ધા ધરાયાં;

હરી હૈયામાં વસતા નથી પલ પણ દુર ખસતા.

દુર્વાસા—

પ્રથમ પગથિયું પાગર માટે, તપ આગળ એ તુચ્છ,
પ્રગટ પારખુ બતાવું ત્યારે, દુર્વાસા મુખ મુચ્છ,
તપસત્તા જોજે મારી, વૃથા કરૂં ભકિત તારી.

અંબરીષ— ૧૬

જેને હૃદય રમે રામ, ભવ તેને ન ભાસે. જેને.
સૂર્ય પ્રકાશિત થતાં, અંધકાર નાસે, જેને.
અમૃતરસ પ્યાલો પીતા, જરા મરણથી તે ન બ્હિતા,
સંકટ શિયાળ ના થઇ ચિન્તા, વિચરે ભવ પ્રવાસે. જેને.
શ્રેય સદા શ્રીહરિ કરે. ભક્ત ચિંત્તા શીદને ધરે;
શરણું થઇ નિડર ફરે, હિંમતથી હુલાસે. જેને.

સ્ત્રીસમાજ— ૧૭

રૂડો મળ્યો સ્ત્રીઓનો સમાજ (૨)
મલંગ બાના રાણી સુકેશીઆ,
શોભે કેવાં આજ. રૂડો.
આજ કરી આનંદની હેલી,
રાજમહેલમાં પહેલા વ્હેલી,
ઢાળી રંગની રેલી બેઠાં પ્રમૂખ પદે બા. રૂડો,
સ્ત્રીપદ નીચું ઊચું કરીશું,
પુરૂષ પ્રમાણે હક્ક ધરીશું,
કામન ઘરનાં કરીશું, અબળા થઇશું પ્રબળા. રૂડો.

૧૮

કમળા—પ્રિતી બાંધી અમે હરિજનથી,
હરિજનથીરે આદી નથીરે શુદ્ધ મનથીરે. પ્રીતી.
જેની આજ લગી જપતા માળા;
મળ્યા ચતુર ચિંતવનથીરે. પ્રિતી.
અંબરીશ—વિવેક ઘટે નહી વ્હાલામાં,
શોભીએ આપ સજ્જનથીરે. પ્રિતી.
નેન ચેન તમ પ્રેમીજ પુરા,
ઝરે કિરણુ શા વદનથીરે. પ્રિતી.
કમળા—કુમુદ દિનકરથી કરમાતું,
ખિલે ચંદ્રજીવનથીરે. પ્રિતી.

શારદ— ૧૯

જાદુથી ભુલાવેછે આ ભાન, નટખટ બહુ રૂપીછે સેતાન. જાદુ.
શેઠાણી—લુંટારોછે કે ઠગારો કોઇ મોત વિણ મરવા આવ્યો નાદાન.
ઘંટાકરણ—ઠગાઇથી ઘુસ્યો ઘરમાં આતો જોઇ એનું રૂપ
ગારો જીવડો જાતો.
(અલીએ હું આનો બાપછું શુદ્ધ ખાપ તારો વર ઠીક કહુંછું કે આતું અદીઠ કર. )
શેઠાણી—( જાને રોયા ઘરબારો જા, વહુ તારી મા, ખડ મુખે ખા, લાજીમર.)
ઘંટાકરણ—આપણે ઇજ્જતથી રહીએ, બાપુડી આવું ના કહીએ,
શારદ—દુર હઠ પાજી છોડ પતરાજી.

**ઘંટાકરણ**—ઠીક, ઠીક, ઠીક.

**શેઠાણી**—વાહરે મારા ઘુઘરાળા લટકાળા ચટકાળા વ્હાલા વાલમજી.

**મફતીયો**—ડોકલું ઝાલજે અમથુડા આનું જઇ
ગરદન મારીયે મ્હોમાં ડુચો દઈ,

**ઘંટાકરણ**—ફટ પટ છોકરા.

**મફતીયો**—જા, ઠગ ડોકરા.

**ઘંટાકરણ**—મુક ડોફ મારી કહુછું ગઇ ભાંગી.

**મફતીયો**—લ્હાવો લીયો શેઠ મહો માંગી. લે, લે, લે.

**શેઠાણી**—ચાલો મફતીયા અમથુડા એને જવા દીઓ
એ નવનર હેવાન. જાદુથી.

**મલંગ**— ૨૦

ઐરાંથી મારી ગઇ બાજી બગડી (૨)
કાન્તાનું કટક, લટક, મટક, રાખી ન ખટક ખરી મારી.
મારી પ્રીતત ગઇ ખજિત, રહી ચિત ચટપટ,
ઘણી કરી ખટપટ, નર નફટ ઠરી શું કરવું;
હવે કેમ મળશે રાજ. હા-હા-હા-મારી.

**સુકેશી**— ૨૧

થાય સાચી સતી નહી મુકુ જતી,
કરૂં એની ગતીને હુંતો છતી કેવી ચાહે પતી;
મોટી મોટી સતિયો થઇ બહુ પતિ પાછળ બળી મુઇ સહુ.
પ્રાણુ પલમાં દઇ પતી સાથે ગઇ,

એવી અવનિમાં એક ન ઉજળી.
લઉં કમળા કપટથી હું કળી,
કાં કળથી, કાં છળથી, મનવાણી લઉં જાણી,
તો જાણુા સાચી સુકેશી સતિ.
જુઠી જણાય તો મારૂં જુતિ,
દઉં મેણુા અતિ. કરૂં.

કમળા—હરી પ્રેમે પય, લાવીછું નાથ હાથ ધરજો,
ભાવ ધરી, ભોગો હરી, હું કિંકરી લાવીરે,
ના વિસરી, જાશો હરી, ટેક ખરી છેક. હરી.
ગોવીંદ વીણુ ગોપી જેમ ઘેલડી,
તેમ હરી પ્રેમ ભરી વિયોગી વેલડી,
છું બિહારી હું તમારી, લ્યો સંભાળી આખડી તેક. હરી.

## સાખી.

પય લાવી હું પ્રીતથી હરી લ્યો હાથો હાથ,
ભકિતભાવે ભેટજો રૂડા રૂક્ષ્મણી નાથ. છું બિહારી.

અંબરીષ— ૨૩

મન ભમરારે હૃદય કમળ તુજ પાસ;
પ્રિતે રસ પીનેરે તજપર આશ. મન.
ભિતર જો ભોળા મધુવન ખિલ્યુ;
સદા રંગિલી કોયલ બોલે શ્વાસો શ્વાસ, મન.
આમ્રવૃક્ષ છોડી, આક પર મોહે,
નહીં મધુરી મનવા, મળશે વાસ, સુવાસ. મન.

કમળા— २४

પ્રેમે આવોરે પ્રિતમજી ભેટું પ્યારમાંરે. (૩)
સમ દમથી શરમાવી દીધાં, કામણુ કરી મન પરવશ કીધાં.

અંબરીષ—

આ તક અળગા ન કરૂં,

કમળા—રહો મર્યાદમાંરે (૩) પ્રેમે.

સખીયો—

ઇષ્ટ કૃપાએ અમર વર પામી,
રસિક રમણી રસમાં જામી.
આનંદ લ્હેરી આજ દીઠી સંસારમાંરે. પ્રેમે.
ઇંદ્ર ઇંદ્રાણી સરખાં શોભે ચંદ્ર સુરજ નીરખવા થોભે,
પ્રેમે પરિમલ પ્રસરી ઉડયો આકાશમાંરે. પ્રેમે.

## પ્રથમ અંક સમાપ્ત.



## અંક ૨ જો.

નારદ— २५

વૈશ્નવ પ્રાણુ થકી મને પ્યારા.
વ્હેતી હૃદયમાં હરિ રસ ધારારે. વૈશ્નવ૦
કમળાના કોડ સંપૂર્ણ કર્યા

થઇ, ઇન્દ્રજીત વરની દારા.

સંસારમાં સરસાઇ કરાવી,
આપું, વૈકુંઠમાં ઉતારારે. વૈશ્નવ૦
પ્રપંચના પૂતળાં-મલંગ સુકેશી,
બુંડપના બાંધે ભારા
હરિ જન સંતને દુઃખ દઇ શીદ,
વાવો દુઃખ બીજ ક્યારા રે. વૈશ્નવ૦
ઘંટાનો ઘાટ પણ ઠીક ઘડાયો,
શારદ મિત્ર બહુ સારા.
પરાણે પ્રિત પ્રભુપર ઉપજાવે,
વિરલા સંત કોઇ ન્યારારે. વૈશ્નવ૦

સુકેશી— ૨૬

રચિ છે મેં યુક્તિ એવી જશું ફાવી દાવ ઘાવથી.
એક ઘાએ પંખી બે ઠાર કરૂં જઇ હાવ ભાવથી,
ધન્ય ધન્ય તું સલુણી નાર
અનહદ છે તમારો પ્યાર. રચી.
ઝટ પટ જઇને સિદ્ધ મનાવું તરત માથું લાવું,
કમળા કને જઇ પછી બતાવું રંગ ભંગ કરી આવું. ધન્ય૦

કમળા— ૨૭

હસિ હસિ બોલે બાળા નવિન નવિન કરે ચાળા
એક વાર લઉં છાની બચી તુંને વ્હાલા. હસી૦

ઉછળે છે ઉમળકે છલંગ ભરી શિદ કાલા.
લે પ્રિતે પકડી લે કર પય પાન તું વ્હાલા. એક વાર૦
મુખ કમળને જોઇ તન મન અતિ હરખાયાં.
જા પોઢી બાલુડા શરદ પુનમના જાયા. એક વાર૦

કમળા— ૨૮

કમળા પતિ હું નાજુકડી વેલી ઓથ તમારે
અવિનાશી પડેલી. થઇ નિરાધાર આ વાર
હું અબળા. અમર વર વિણુ સુકેલી. ઓથ૦
તેલ તપેલથી ઉગાર્યો સુધન્વા—વાર કરો
તેમ વ્હેલી. ઓથ૦

અંબરીષ— ૨૯

પ્રેમ વશ થઇને જીવન તજી જામાં,
જીવન તજી જામાં ગમન કરી જામાં. પ્રેમ વશ૦
તારી પરખ મેં ન કરી સાચી સતિ તું સુંદરી,
જો હોત ખબર આવી, તો ન રાખત દુર પરી.
સાહસ કરી ન જા મુજ જીવ જાય તો જાયે,
એક વાર હુંથી બોલી, ભલે જાય તો જાયે.
તારી પાછળ હું ભવમાં ભટકું એ તને મને,
કેમ શોભે હે શ્યામા શોભે હે શ્યામાં.
રહો રમણી રામાં. પ્રેમ વશ૦

અંબરીષ— ૩૦.

હે કૃષ્ણ મુરારી આશ્રય સાચોરે પ્રભુ આપનો
પ્રાણતજીને ચાલી પ્રેમદા પડી પ્રેમને પાસ.
જગપતિ જીવન અર્પો આને માગું આણી વિશ્વાસરે–હે કૃષ્ણ.
પરોક્ષ રહી નરહરી નિત કરતા નિજ સેવકની સ્હાય
પ્રત્યક્ષ થાતાં શીદ શરમાઓ, નહિ મોટપ પ્રભુ જાયરે–હે કૃષ્ણ.

કમળા—

હે શ્યામસલુણા સમ્બંધ સ્વરૂપે સાચો આપનો
સુક્ષ્મ મનરૂપ શરીર આ મારૂં તન શબ વત છે ત્યાંય
આત્મા અખંડિત આપણુ બેઉનો કહો કેનો શોક કરાયરે.
હે શ્યામ.

અંબરીષ—

કરશું ગોરી જ્ઞાન ગોઠડી તજી સંસારી સ્નેહ
ભાવે ભક્તિ ભેળાં કરીને થાશું સંગ વિદેહરે. હે કૃષ્ણ.

કૃષ્ણ—

ભક્ત શિરોમણી પડઘો પાડયોરે પ્રેગી છાપનો
સાચો પ્રેમ ત્યાં નેમ નથી કાંઇ, દઉંછું દીવ્ય હું દેહ
પ્રારબ્ધ કર્મ પણ પડતાં મ્હેલું જ્યાં શરણાંગતને છેહરે
હે ભક્ત.

કમળા— }
અંબરીષ— } જેવું ઘટે ત્યાં તેવું ધરતા આપ અનુપમ રૂપ
સદા સમીપ રહેજો શ્રીહરિ નહી થવા દઉ અરૂપરે–હે કૃષ્ન.

દુર્વાસા— ૩૧

ધડક ધડક ઉછળે ઉર મારૂં
ભક્તિનું ખંડન કરૂં હું નિકંદન
એ ગમારનો સું ભાર—કરૂં ખુવાર.
અહંપદ મદ ઉતારૂં ધડક.
તજે ન જોએ ભક્તિ ફંદ
ધિક ધિક મુજ તપ પ્રબંધ
મારૂં અગર મરૂં પણ નહારૂં ધડક.

અંબરીષ— ૩૨

અંતર આરામ કરો હે મનવા,
જોતાં નથી રામ પરો. એજી કાંઇ જોતાં નથી રામ પરો. મનવા.
સ્થિરતા વિના સુખ મળવું નથી–સ્થિરતા વિના હાં સુખ મળવું નથી,
શોધો સુખનો ઝરો–હૃદયમાં શોધો સુખનો ઝરો. હો મનવા.
ઇશ્વર સ્મરણે અળગો થાતો ઇશ્વર સ્મરણે હાં અળગો થાનો,
ઇંદ્રીયો દશનો બરો અવળો ઇંદ્રીયો દશનો બરો. હો મનવા.

અપ્સરાઓ— ૩૩

પ્રિતમ પ્યારાને પેખી હું તો લોભાઈ ગઈ.
વ્યાપી અંગેરે નાચે અનંગ થેઈ. થેઈ. હું તો લોભાઈ.
પરની પીડા ભક્ત પરખી, કરતા નિત ઉપકાર,
જુઓ મદન આ પીડે છે મુજને, હું ભરજોબન નાર;

પરવશ થઈ ગઇ—કહું એ ક્યાં જઇ—તનમન સોંપ્યા
તમને નિર્લજ થઈ—હુતો લોભાઈ.

અંબરીષ— ૩૪

મારો વ્હાલો આવ્યો વેશ ધારી,
કેવો નાચે નટવર ગિરધારી.
સ્યામ સુંદર સ્વરૂપ નિહાળું
દિસે કોટી સૂર્ય પ્રભાવાળુ
વ્હાલા તિરછાં તાણોછો નેણ જ્યારે
વિરહ વેદના સમે છે મન મારે
લીધા અનેક અવતાર પર હીતે
ધર્યું મોહની સ્વરૂપ આજ પ્રિતે

કમળા— ૩૫

એતો મુતિ મોહન છે મોહન છે—મોહન છે જી
નિત જે જપિએં તે હરિઆ. એતો
કમળ—નયન શેષ શયન કૃપાવંત
અનગળ પૂન્યથી મળીયા. એતો.

અંબરીષ— ૩૬

પ્રિયા માનું તારો ઉપકાર, હૈયાહાર પ્રીયનાર
તેં આબાર શિળ રાખ્યું જતું જે સર્વાધાર—
શિળ જતાં સત્ય ધર્મ રિસાયા

ભક્તિ દેવી સત્ય વિણુ તજાયાં
વિના ભક્તિ ફિરતાર કાપાયા
ધન્ય છે શિયળ આહાહાહા—પ્રીયાં.

મલંગ— ૩૭

મેં હવે કેદાર કંકણુ પ્હેર્યુંરે ભક્તિનો ભોગી,
રાજના તાજની મારે નથ જોઇએ ઉપાધી
મુક્તિ મંદીરમાં હરી ભજવારે. ભક્તિ.
કંચનને કામની મારે નથી કામનાંરે
મોહ માયા બેઠો તજવારે. ભક્તિ.

ભકત મંડળ— ૩૮

મન મંદિરીએ મ્હાલો મોહનજી, મન મંદિરીએ મ્હાલોરે;
ધોઇ ધોવાઇને ધોળું થયું છે, ચિહ્ન ઘનજી ચટ ચાલોરે.
વિધી નિષેધની રીતી ન જાણું, હુંતો કીંકર છું કાલોને.
મન મંદિરીએ૦
ભિતરની ભાવના ભ.ળો ભૂધરજી, પિધો મેં પ્રેમ રસ પ્યાલોરે.

સાખી.

સર્વ સુખના મહોદધી, સભર ભર્યા છો આપ;
હેતે હરિ હરિ જન તણાં, હરો ત્રિવીધા તાપ.
વ્હાલી નથી વાતને વ્હાલી નથી જાત મન,
વિશ્વંભર તું વ્હાલોરે, તારી કૃપાથી તરવું છે;
કૃષ્ણજી તજીને ઠાઠ ગાઠ ઠાલોરે. મન મંદિરીએ૦

૩૯

ઢોળ તજ, તું ઢગ જાણી રગ તારી બગ;
૨૭ પાપ ઢગ અંધ નથી કર્તા જગ.      ઢ૦ભ૦
છે સુખની ફળ, દુઃખ એ પાપ ફળ;
ંયમ અવિચળ, તુટે ન ચલાવે વગ.      દ૦ભ૦
મળ્યું મનુષ્ય તન, ભેટવાને ચિદ ઘન;
જો મુર્ખ જન, યમ હેઠ પડશી પગ.      દ૦ભ૦

૪૦

વનની મૃગલી તરસી, પીવા મૃગ જળ દોડી;
ભરી મરી ખાર ભૂમિમાં તન તાપમાં છોડી.
નાવડું અધ વચ ભાંગ્યું, દુઃખ દરિએ ડુબાડી;
પાંત જતાં ગતિશી મારી, ફના થઇ તન વાડી.

૪૧

ખણી સુકેશી શિદ જીરે,
જ પતિ અવગતિ હાય-હાય-આ;
ાં લગી દુઃખ સ્હેવાસેરે,
જ ઝટ પટ જીવ આ તન આશા;
જરે આવું નિરખવા.      શી૦દ૦

## બીજો અંક સમાપ્ત.



## અંક ૩ જો.

મલંગ— ૪૨

હું દુઃખી અતિ થયોરે, થઇ અવગતિ હાયરે થાય,
હાયરે મનમાં હે મારા આ શીરે વિપત્તિ;
સુકેશીને સુખી હું ન જોઇ શકું,
આગ દશ હમણાં એને હું કરૂં ભમતી, હું દુખી.

અંબરીષ— ૪૩

શું કહું શ્યામરે (૨) વ્હાલા તું દયાળુ પુર્ણ કામછે. શું કહું.
સુકેશી સળગી જાશે, જગમાં તુજ હાંશી થાશે;
અમ્બરીષનો ક્યાં ભગવાંન છે. શું કહું.
મંજારી બાળ ઉગાર્યાં પાણીમાં પથ્થર તાર્યા,
હરિજન દુખ હરવા તારૂ કામ છે. શું કહું.
અગ્નિમાં સત્તા તારી, મહેનત શું થાતાં વારી,
જળ સ્થળ એ સઘળું તારૂં ધામ છે. શું કહું.

મલંગ— ૪૪

ગતિ મળીછે મુજને પીત્રિ લોકે પ્રયાણ કરવાની,
તાર્યો તેં મને વીરા હીરા રૂપ તું ખરો ભકત ગ્નાની.

ચીમન— ૪૫

ચાલ ચાલરે મારા બલ્લ ભસીયા,
તારી ઠમકતી ચાલ મને બહુ ગમતી;
વાંકી પૂંછડી નથી સીધી વળતી. ચાલ.

તારો કઠોર બોલ તારો તાંબીયાનો તોલ,
તૂ તૂ તૂ તૂ કોલ આપરે વ્હાલા વસ વશીયા. ચાલ.

ભૈયા— ૪૬

લગની દિલ લગાકે નિશદીન ખુશ કરતી,
દિલ હરતી, આનંદ આયોહે, આનંદ આયો હે.

ચતુરા—

પ્હેલીરે પાતલ હુંતો, ભૈયાજીને ધરતીરે,
મન ગમતી, ભૈયાજી અજમાય;
ઢોળું વાય, મો મલકાય, આનંદ પાયો હે,
આનંદ પાયો હે. લગની.

સમીસાંજેરે લોટો ભાંગ તણો ભરી પાતીરે.
હરખાતી, ભૈયાજીની સાથ પકડી હાથ, હુંતો,
ઠમક, ઠમક, ફરતીરે, મદ ભરતી. લગની.

સખીયો તથા કમળા— ૪૭

તનમનની શુદ્ધિ કરનારી–એકાદશી–મન કસી.
ઉપવાસી–જે રહે નરનાર.
થાય નિરોગીને ઉપજતા સરલ વિચાર—તન.
શરિર સુઘડ શુદ્ધ જળવડે કરીએં.
દેવગુરૂ પુજ્ય પાય શિર ધરીએં.
વાણી વિચારી મુખે સાચી ઉચરીએં.
જે પ્રિય હિત સૌનું કરનાર— તન.

**સાખી.**

વ્રત શિયળ શુદ્ધ પાળીએં વાળીએં મન વિકાર
હરિ સ્મરણે દીન ગાળીએં—કરીએં ફળાહાર
નિર્જળ રહેવાથી નિર્બળતા આવે.
ફળ અહાર તનમાં ફુરતી લાવે.
અંતરમા અલૌકિક સુખ ઉપજાવે.
દુઃખી તે દી અન્ન જમનાર— તન.

**અંબરીષ—** ૪૮

રહાય કરજો મુનિ ફરી છે મુજ મિત્ર નથી કાંઇ વેરી.
સુ દર્શન બાઝે-મુનિ તન દાઝે-દયાળુ કરોમાં દ્રષ્ટી ઝેરી.
હાય આ કરણી કેવી મારી અતિથી લીધા દુઃખમાં ઘેરી.

**દુર્વાસા—** ૪૯

સાચો મેં ભકિત તણો ભેદ ભાળ્યો.
ગર્વ અંતરનો ગાળ્યોરે.
જપ તપ યજ્ઞને સિદ્ધીઓ મારી,
પ્રભુ કૃપા વિણ કાચી યાચી લઉછું;
માફી કહુંછું, પ્રેમ લક્ષણા ભકિત સાચીરે, સાચો.

**અંબરીષ—** ૫૦

દર્શન દીધાં ગિરધારીરે,
રાખ્યું બિરદ બિહારી;
કૃપા કટાક્ષે મારૂં મનડું વિંધાણું વ્હાલા,

તનડું ભીંજાણું પ્રેમ વારીરે. રાખ્યું.
સંકનો વાંક હોય તો તુરત વિસરજો વ્હાલા,
ભકત વત્સલ છો પ્રભુ ભારીરે. રાખ્યું.
અળગા હુંથી કદી નવ થાશો વ્હાલા,
આપ સંયોગ સુખકારીરે. રાખ્યું.

સર્વ પાત્ર— ૫૧

પ્રેમ ભક્તિ સર્વ શક્તિ અર્પેજન પ્રતિ
સકળ સુખની એ છે ફળ, જાણે શુદ્ધ મતિ,
થાય ઉંચ ગતિ, ભેટે જગપતિ,—પ્રેમ.
શમદમ યમ નિયમ વિણુ જે તપ કરે (૨)
ભકત જનનો કરે દ્વેષ, ધરે જે જન ક્રોધા
વેશ, પામે વિપત્તિ—પ્રેમ.

